શ્રી.

# ધ્રુવાખ્યાન.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

કસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠેકાણું રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદમાં ત્રણદરવાજા પાસે સુથીઆગરના નંબર [illegible]
[illegible]ના મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. અમૃતલાલ જેશીંગભાઈએ છાપ્યાં.

આવૃત્તિ ૪ થી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કીંમત ૦-૧-૦

# ધ્રુવાખ્યાન.

કવી.

શ્રી ગુરૂ ગોવિંદને પ્રેમશું લાગુ પાય;
આરાધું અવિનાશને એવા આદી નીરંજન રાય,
આદી નીરંજન અકળ સ્વરૂપ, રામે લીધા રમવારૂપ;
સૃષ્ટિ નીપાવા થઇ મનમાંય સુભટ પોઢયા જળમાંય.
જે જે વૈકુંઠરાય ૧
હરી જળમાં પોઢયા સહી શેષ, નાગ ઉપર તે જાય;
નારાયણની નાભીકમળથી, બ્રહ્મા પ્રગટ થાય.
બ્રહ્માના સ્વયંભુ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વીખ્યાત, પ્રિયવરતને ઉત્તનપાદ.
જે જે વૈકુંઠરાય. ૨
ઉત્તાનપાદ નર નીપજ્યો, રાજા રૂપ નીધાન;
રાજાને બે સુંદરી, તેનાં સુરતી સુમતી નામ.
સુરતી ઉપર નહિ રે માન, તેના ધ્રુવજી એક સંતાન;
સુમતીઉપર છે ઘણું હેત,તેનો કુંવર ઉત્તમ એક.જે૦ ૩
ઉત્તમ ઉછંગ બેસાર્યો રાયે સભામાંહી એકવાર;

પુત્ર લડાવે પ્રેમશું રાણી, હૃદે હરખ અપાર.
હરખ ન માયે હઈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉછંગ બેસવા કીધાં મન, અપરમા કહે કડવું વચન. ૪

સુરતી.

અપરમા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને ક્યાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી.
ઇહાંથી જઈ વનમાં તપ માંડ, હરી ભજીને કાયા છાંડ;
ફરી જન્મ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર.
વચનો વીનતાનાં સાંભળી, ઉતર્યો મોંનો રંગ;
મનભંગ થઇ નાંખ્યો નિશ્વાસ, રોતા આવ્યા માની પાસ.
માયે ચાંપ્યા હૃદીયાસાથ, કહો કુંવર કોણે દુભવ્યા આજ.

ધ્રુવ.

આજ સભામાં માવડી, બેઠા ઉત્તમરાયને ખોળે;
ઉછંગ બેસવા હું ગયો, ત્યારે અપરમા એમ બોલે.
અપર કહે અભાગણીકેરા, સુખ માનો તો વન જાઓ વેલા
ફરી જન્મ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર.

સુરતી.

વળતી માતા ઉચરે, કુંવર હૈડે ન ધરીએ દુઃખ;
પુરણ પુણ્ય કીધાં હશે, ત્યારે તે ભોગવે છે સુખ.
સુખ આપણને ક્યાંથી વાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા.

સુખ સંતોષ્યા જોગી જતી,તપ તીરથ વ્રત કીધાં નથી.
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કર્મ જ્યાં આપણાં, ત્યારે કયાંથી રાયનાં માન.
માન ભોગવે ઉત્તમ નિત્ય,દત્તવિના કયમ પામીએ વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જઇ માંડો તપ.
તપ માંડ્યું બ્રહ્માજીએ ત્યારે, પામ્યા પદ્માસન;
સેવા કીધી મનભાવતી, ત્યારે પ્રગટ્યા નારદ મુન્ય.
મુનિએ માંડ્યો મોટો જાગ,તપ તીરથ વ્રત થયા સુભાગ;
જો કરીએ શ્રીહરી પ્રસન્ન, તો અભાગીયા ટળીએ તન.

ધ્રુવ.

તને અભાગણી હું ટાળું, મા હું રે તમારો તન;
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારૂં નહિ અન્ય.
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરઠીયો દેહ;
હરી મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું રે માય.

સુરતી.

માતાને આંસુ આવીયાં, ને અંતર ઉપજી દાઝ;
રાજાએ મને પરહરી, કુંવર તું યે કરે છે તાજ.
તુજવિના હું રહીશ કેમ, ટોળાં વછુટી મૃગલી જેમ;
જળવિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી.

ધ્રૂવ.

ધ્રૂવ કહે માતા તુજ મન ધરી, માતા તું છે ન રહે ઝાંખી;
બાળક ઘરમાં ઝંખે જો કોઈ, માત વિના કોણ રાખે રાખી.
મારે હરી વિના રહ્યું ન જાય, હરિ માટે થઈ ગઈ ઊંધાય;
હું મને તજી કરશું શું હરી, અરે પ્રભુ શું કરશે ફરી.

રંગાવળ મારી માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવીશ સુખનું, તેને ફળ લાગશે અનંત.
અનંતકરૂણા કરશે હરી, આપણી આશા પુરશે ખરી;
એહે અનાથનોરે નાથ, તેને ભજવા જાઉં માત. ૧૩

સુરતી.

વળી માતા એમ ઉચ્ચરે, કુંવર પાંચ વરસનો તન;
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન.
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખનીઆગળ રહોને બાળ, ઘેરબેઠા ભજીયે ગોપાળ.

ધ્રૂવ.

ઘેર ગોપાળ ન પામીયે, મનમાં મોહ ઉપજે મોહ;
ખાતાં પીતાં પહેરતાં, માતા કેમ દમાશે કાય.
કાયાદમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જઈ વહેલો આવીશ, માતા દો મુજને આશીષ.

સુરતી.

આશીષ દે છે માવડી સુતને, હજ્યો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતની, કંઠે કૃષ્ણની રક્ષા જાણ.
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટી કેશવ પુરૂષોત્તમ પાય, એવી આશીષ દે છે માય.

માને આંસુ આવીયા, ત્યારે થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરશો વીર.
વીર વચન કોનાં નવધરશો,તપકરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરી, વીરા વેગે પધારજો ફરી.

કવી.

ફેરા ફરીયો માતાને, ફરીને લાગ્યો ચર્ણ:
આજ્ઞા માગીને સંચર્યો, વંદીને શુકન.
શુકન મળી સવત્સીગાય, સુવાસણી બેડું ભરી જાય;
વરકન્યા પરણીને મળ્યા, વેદ ભણતા વિપ્રજ મળ્યા.
મળ્યા શુકન સૌ હરખના,ધ્રુવજી નિકળ્યા નગરબહાર;
આગળ જાતાં ધ્રુવજીને રે, મળીયા બ્રહ્મ કુમાર.
બ્રહ્મકુમારભગવાનને ચહાતા,હરીગુણગાતા વેણસુવાતા
કરજોડી કહે છે ભુપતન, ક્ષમા કરો તમે નારદ મુન્ય.

નારદ.

નારદ કહે શીદ જાઓ છો, શું છે તમારે કામ;
કોણ તમારાં માત પિતા ને, શું છે તમારૂં નામ.

ધ્રુવ.

મારૂં નામ છે ધ્રુવ નિરધાર, મારા પિતાને બે છે નાર;
રાવ રાણા બેઠા સોરંગ, ઉત્તમને તેડ્યો છે ઉછંગ.
ઉછંગ બેસવા હું ગયો, મારી ખાંત હૈયાની ખોલી;

દ્રષ્ટીએ મુજને દેખીને, અપરમા એમ બોલી.
અપર કહે અભાગણીકેરા,સુખ વાંછોતો વનજાઓ વ'લા
ફરી જન્મ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ.
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કીધા કઠણ વચન.
કઠણ વચન તે કેમ વીસરે, લોઢા સમ હોય તો નીસરે;
ખડગ તણોતેસહીયેઘાય,પણએબોલ સહ્યાનવ જાય ૨૨

નારદ.

જારે ઘેલા અત્યારથી તું, એવડો શો ધરે કાળ,
માન કુમાન શું તાહરે તું તો, પાંચ વરસનું બાળ.
બાળકને શા ધરવા બોલ, ખાઓ પીઓને કરો કલોલ;
અપરમાનાં એવાં હેત, વિચારીને વાળો ચેત. જે. ૨૩

ધ્રુવ.

ચિત્ત તે કઇ પેર વાળીયે, મને બોલાવ્યો નહિ બાપ;
કુશાયમાં લેખ્યા નહિ હું તો, તે ઉકળું છું તાપ,
તાપકુંવરનઆણીયેરતી, સુખદુખનું કોઇ શરીગતનથી.
હરિએ લખ્યું તેમજહોય, કર્યાં કર્મ છોડાવેનહીકોય ૨૪
કો કાળે વૃદ્ધિ હાણ છે, તેનો ન ધરો હરખ ને શોક;
અણચીંતવ્યું જે આવી મળે, તેનો મન સંતોષ ધરે.

સંતોષી કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વિશારો
આવકુંવરતારાબાપનેકહ્યું,રાજઅપાવુંનેમાને સહ્યું. ૨૫

ધ્રૂવ.

સભામાં શું દેખાડીએ, સહુકોમાં વળી નાક;
સભામાં જ્યારે શોભશું, મન પુરશે અભીલાખ;
લાખ લાખેણો કરશે હરી, ત્યારે મંદીર આવીશ ફરી;
તપ કરતાંજો હરીનામળે, તોમુજપ્રાણતજીશહુંબળે. ૨૬

નારદ.

બળ કીધે હરિ નહિ મળે, માનો મારા તન;
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહી દરશન.
દર્શન તમને કેમ આપશે, વન જઇ વિમાસણ થશે;
વાઘવરૂ વનમાં બહુ હશે,તે દેખી તુજ તન ધ્રુજશે. ૨૭
જાસે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભળશે રંગ ભોગ;
ભુખ તરશ જ્યારે લાગશે ત્યારે કુંવર મુકશો જોગ

ધ્રૂવ.

જોગ રૂષી નહિ મુકુ સ્વામ, મન ઇંદ્રીયો રાખીશ ઠામ.
મેરૂ ચળે પણ ચુકું નહિ રૂષીજી તમપરતાપે સહિ. ૨૮

નારદ.

રૂષી કહે તું નીસર્યો ત્યારે જાને મધુવન માંય;
જુમનાજીમાં નાહિને, તપ આદરજે ત્યાંય.

ત્યાં જઇ કરજે અલ્પાશન, જળ પત્રને ફળ પ્રાશન,
વળી તું ભજજેહરીનું નામ,સ્વરૂપસમરજે શ્રીઘનસ્યામ
શ્યામને શીશ મુગટ છે કાને કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કંઠેમોતીમાળા, પાય નેપુરનો ઝણુકાર,
પાણ પદ્મ શંખ ચક્રને ગદા, એવું સ્વરૂપ સમરજ્જેસદા
કાનમાં અક્ષર કહુંછું જેહ. દ્વાદશ અક્ષરજાણજેએહ ૩૦

ન.છંદ.

એ કરતાં ષટ માસમાં, તુજને મળશે વૈકુંઠનાથ.
આશિર્વાદ દેઇ દાસને, મસ્તકે મુક્યો હાથ.
હાથ જોડી ધ્રુવ લાગ્યોચરણ,આજ્ઞા માગી વિસર્યોવન
એ કથા રહી એણે ઠામ, રૂષિ પધાર્યા રાયને ગામ. ૩૧
મુની આવ્યા મહારાજપે, જોવા રાયતણું સુખ મન,
માન દીધાં બ્રહ્મ પુત્રને, વળી આપ્યાં આસન;
આપ્યાં આસન બેઠા રૂષિ આશા ઉત્તમ તાતને વશી;
આશારે રૂષી સુખના રાજ, ધ્રુવ વિના ચીંતાઆજ. ૩૨

રાજા.

આજ સભામાં રૂષિજી મારે, ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આજ વધે બહુ ઉછંગની શોભાય.
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો તેને નવ બોલાવ્યો,

સીને વરાંસે વિસર્યું બાળ અપરમાએ દીધીગાજ. ૩૩
રૂષિ એ વચને નીસર્યો વિરો ગયો છે વંન,
વનમાં વાઘ વરૂ હશે, તેને દેખી ધ્રુજશે તન.
તન ધ્રુજશે તડકે ટાઢે મંદીરમાં માલતો લાડે;
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર,એની કાયા કોમળસાર.૩૪
કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢશે મૃગચમર તેહ,
મુસ્તક બાંધતો મોળીયું, કેમ જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો;
કાંટામાં કેમ સહેશે બાળ, એનિ સજ્યા અહીછેસાર.૩૫
સારાં અન આરોગતો, તે ફળ પતરો કેમ ખાશે;
પાણી પીતો પળે પળે, તે જળવિણ કેમ રહેવાશે,
તેની વતી રહેવાશે કેમ, તેહ વિના હું દાઝું એમ;
શુદ્ધ વિનાંનોથયો શરીર વીસરતોનથીતેહજ વીર. ૩૬
બાળી વીરો અહીંયાં આવતો રમતો રંગ અપાર,
ભુખ તરશ જયારે લાગતી સુખડી માગતો સાર;
સારી સુખડી સુંદર મેવા, કાણુ કાણુ બોલતો લેવા,
તેણે અમને કીધાં તાજ પુત્ર વિનાશું કરવું રાજ. ૩૭
શું કરીયે વડી સાહ્યબી ચીત ઠરતું નથી કોઇ ઠામ;
શું કરીયે રાજને શું કરીયે ધન ને ધામ.

ધન ગયું અમારૂં આજ પુત્ર વિના સહુ સુનેસાજ;
પુત્ર વિના હું દુર્બળ દુઃખી મારા પ્રાણ જશે રે રૂષી.

નારદ.

ચીંતા ન કરશો રાય તમે, મને મળ્યું હતું તે બાળ;
આશીર્વાદ દઇ મોકલ્યો ભજવા શ્રી ગોપાળ.
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડો રાજયને છોડો દુઃખ, એવું કહીને વળીયા રૂપ.

કવી.

રૂષી ચરણે લાગીને ધ્રુવ, વીચર્યો વન મોઝાર;
મધુવન પહોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઈ તપ વિચાર;
ત્યાં જઈ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળ કંદ ગ્રાસ
ત્રીજે માસ છઠે દીન એમ, ચોથે માસે જળનાં નેમ.
નેમ ધરીને નેહથકી ભજે, ઇશ્વર અશરણ શરણ;
પાંચમે પ્રાણજ રૂંધીયા, ધ્રુવજી ઉભા રહ્યા એક ચર્ણ.
ચર્ણ ચતુર્ભુજ ચિતમાંધર્યા, દ્વાદશાઅક્ષર મનમાં ભણ્યા,
એમકરતાં વીત્યા છમાસ, રૂદીયામાં ઓળખ્યા અવિનાશ.
અવિનાશીને ઓળખીયા રે, એમ ઉભા રાજન
પૃથ્વી લાગી ડોલવા ત્યારે ડોલ્યું ઇંદ્રાસન
ઇંદ્ર અમર સૌ એકઠા થયા વેગે કરી વૈકુંઠે ગયા

જઇ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટે કાય.

દેવતા.

કાયા કષ્ટી વશ રાખવી એ ઇંદ્રી મન અચેત;
અચરત એતો અતી ઘણું, એમ બોલ્યાઅમરધરી હેત
અમર કહે અમનેબીકલાગી રખે લીયે.ઇંદ્રાસન માગી

વીષ્ણુ.

વિષ્ણુકહેસાંભળશુરપતીરાજ્યભોગ એ ઇછતો નથી ૪૩
નથી ઇચ્છતો સંપત્તિને કે, નથી ઇચ્છતો સુખ નેહ;
ચરણ ધર્યા ચીતે મારાં, ક્ષણ અળગો ન મુજથી એહ.
મુજથકી અળગો નહીં એહ. એણે દમી છે પુરણ દેહ;
સદા સ્મરણ રાખે છે મારૂં, કહોજી એને કેમ
વિસાર્યો વિસરે નહીં, એને આપીશ અવિચળ અર્થ;
નામ નહિ લે તે તમતણું, કાં બીહો દો વ્યર્થ.

કવી.

ઇંદ્રતણી આસનાવાસના કરી,સુર સ્થાનક મોકલ્યા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રી હરી, વનમાં આવ્યા વેગે કરી.
કર્યો નાદ જ્યારે શંખનો, ત્યારે ધ્યાનમાંથી ધ્રૂવ જાગ્યા
નેત્ર ભરી નિહાળીને રે, પ્રેમશું પાયે લાગ્યા.
પ્રેમે કરી પ્રણમ્યા નાથ, હરીએ મેલ્યો મસ્તક હાથ;
નિર્મળ વાણી એવી પ્રકાશી, સ્તુતિ કરે કરજોડી દાસ.

ધ્રુવ.

હારા હયાળને વિનવે તમો, સર્વ જગતના ભુપ;
તમારી ગતી છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ.
સ્વરૂપ નામ તમારાં જેહ, ગણુતાં પાર ન પામું તેહ;
વાતે છો તમે સ્વામ, પ્રાણીમાત્ર કરે પ્રમાણ.
અંતર્યામી પરમાત્મા શ્રી હરી, સારંગપાણી હોય;
અદ્‌ભુત શક્તિ આપની, તારો પાર ન જાણે કોય.
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ તારો પાર;
એવું સુની હરખ્યા નરહર, કુંવર કાંઇએક માગ તું વર
વર કેમ માગું વિઠલા, હું તો કરીશ તમારી સેવા;
વિષયભોગ સંસાર છે એતો, સુપનાનાં સુખ જેવાં.
સુપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા;
માયામાં ન અને મોકલો, વાહીને ન કરો વેગળો.
વેગળો વીરા ન ક્ષણ કરૂં, વળી તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ.
તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારી રહે લાજ
લોક કહે રઝળીને મુવો, સ્વજનોમાંથી પડયો જુજવો.
પડયો સ્વજનથી જુજવો, ત્યારે સુરતીને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું, તારી વાટ જુવે છે માય.

મા ને બાંપતણું દુઃખકાપો,ઇહાંથી જઇ સૌને સુખઆપો
મારી આજ્ઞા પાળજ આજ,છત્રીસહજારવરસ ભોગવરાજ
રાજ્ય ભોગવી તું આવજે, તારૂં થશે જગતમાં જાણ.
જાણ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહિમાય.

હરી.

આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાખું બાળ;
બાળકને મારગમાં જાતાં, ઉપન્યો મન વિચાર;
જે ફળ દુર્લભ દેવઃ ગણે, તે મને મળ્યા મોરાર.
મળ્યા મોરાર પણ હું નહિફાવ્યો,હરીભજીને માયાલાવ્યો
આગળ રૂષીજી કહેતા એમ, તમને ત્રીકમ મળશે કેમ.
મુજને ત્રીકમજી મળ્યા, મેં તો જાવા દીધા ફોક;
ફરી જઇશું સંસારમાં, મને હસશે દુરીજન લોક.
લોક કહેશે એની બુદ્ધિ થોડી,રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એકજશ હું મોટો લાવ્યો,હરીના દર્શન કરીને આવ્યો

લોક.

હરી દર્શન કરીને આવ્યો રે, રાય તમારો તન;

રાજા.

હું દુઃખીઆને શું હસો રે, તમે તે સર્વ જન.
દુઃખીઆને શું હસવા સાચા, વનેગયા કેમ આવેપાછા

વન ગયે થયા ખટમાસ, તે કુંવરનો શો વિશ્વાસ.

કવી.

ઉર વિશ્વાસ ન આવ્યો, ત્યારે આવ્યા નારદ મુન્ય;

નારદ.

દર્શન કરીને આવ્યો રે, રાય તમારો તન.
રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટયોછે દીક્ષા.

કવી.

વચનસુણી રીજ્યા નૃપતિ, વળતી વધામણી આપી અતિ
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર;
રથે બેસીને સંચરીયા, ને સાથે સુત બે નાર.
નારી શીરે સુવર્ણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી;
રાય રથેથી ઉતર્યા, પુત્રે પ્રણામ્યા તે વારે.

સુરતી.

વીરા હું જોતી વાટ, તેં મારો ટાળ્યો ઉચાટ.

કવી.

ઉચાટ મનનો ટાળ્યો, કુંવર તેડયો આનંદભેર;
હેતનાં આંસુ આવ્યા ત્યારે, દુધની ચાલી સેર.
સેરચાલી તે કુંવરે પીધી, માતાએ ઘણી આશીષ દીધી;

સુરતી.

ઘણાં હર્ષ જીવો રે તન, તમે કર્યાં છે કુળ પાવન;

પાવન કરીયાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહિમા વધાર્યો જગતમાં, તે તેં ભજીને શ્રી રામ.

કવી.

રામ ભક્ત લટકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા;
બન્ને ભાઇની પોંતી રળી, હેતના આંસુ આવ્યા વળી.
વળી રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ;
અક્ષત અંકુર કુમકુમને જળ, ભરી ચઢાવ્યા કુંભ.
કુંભ ઉપર અક્ષર લખીઆજ, ધ્રુવને અવિચળ હોજો રાજ
ઢોલ દદામા ભેરી નાદ, ધ્રુવ પધાર્યા નીજ પ્રાસાદ.
પ્રાસાદમાંહી પધાર્યો ત્યારે, હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વિવાની વાત.
વિવાહ કીધો અહલ્યાસાથે, પ્રેમે કરી પરણાવ્યા નાથે;
ઇંદ્રની કુંવરી ને રાજકુમાર, ધ્રુવજી પરણ્યા બીજીનાર.
નારી સાથે રંગે રમે, સુખમાં કાઢે દન:
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આસન.
આસને બેઠા ધ્રુવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્ત્ર પ્રમાણ કરી નિરધાર, વરતાવે વરણાશ્રમ ચાર.
વર્ણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સુજાણ;

ધ્રુવ.

આપઆપના ધર્મ પાળીયે, જે લખ્યું હોય નીર્વાણુ;
નીર્વાણુશાસ્ત્ર સુણેરે બ્રહ્મ, આયુદ્ધ બાંધવા ક્ષત્રીધર્મ.
વૈશ્યને કરવા ખેતી વેપાર, શુદ્રને સેવાનો અધીકાર;
સેવા તો સઘળી વરણુને, હરી ભજેને નિત્ય;
વરણુ ધર્મ સૌ પાળીએ, સાચું બોલીયે ને શુભ રીત.
સાચું બોલી સંતોષવાળીએ,મોહમાયા મત્સર ટાળીએ;
ન કરો કુડકપટ અન્યાય, એટલી શીખામણુ દેછે રાય.
છત્રીસહજારવર્ષ વહીગયાં ત્યારે, આવ્યું વિમાન પાસ;
વિમાન બેશીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ.
આકાશમાં ધ્રુવજી બેઠાજઇ,અવિચળપદ તો પામ્યા તહી
જે ગાયે ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન
જે જે વૈકુંઠરાય. ૧૬



## જાહેર ખબર.

સરકારી નિશાળના અનુભવી ગ્રેજ્યુએટ શિક્ષકના હાથે આવી જાતનું કોઈ પણ પુસ્તક લખાયું હોય તો તે જરૂર આજ છે.

## ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

પોતાની મેળે ઘેર બેઠાં વગર માસ્તરે થોડા વખતમાં અને થોડી મહેનતમાં રિતસર અંગ્રેજી શિખવું હોય તેણે ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર જરૂર ખરીદવો. અક્ષર જ્ઞાન, તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં, વાંચતાં શીખવા સારૂ આ પુસ્તક ઘણુંજ ઉમદા સાધન છે. આ પુસ્તકની અંદર દરેક વિષયની સમજ, એવીજ સાદી અને સરળ રીતે આપવામાં આવી છે કે, ગમે તેવા શિખાઉ માણસને પણ સમજતાં જરાએ મહેનત પડતી નથી. બીજાઓની માફક આ પુસ્તકના જુદા જુદા ભાગો કર્યા નથી પણ એકજ પુસ્તકની અંદર જરાએ જરા ઉપયોગી બાબતોનો સમાવેશ ઘણીજ બાહોશીથી કરવામાં આવ્યો છે. વધુ તારીફ ન કરતાં એકવાર ચોપડી મંગાવી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ. કી. રૂ. ૧1 પોષ્ટેજ માફ.

બીજી કોઈપણ જાતની ચોપડી જોઇતી હોય તો એક આનાની ટીકીટ બીડી અમારૂં મ્હોટું સુચીપત્ર મંગાવો.

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**

**ઠે. રીચીરોડ—અમદાવાદ.**